બિનોઈ અકળદ-કયાનિ કિતેન-મશુરિકા બાવિક ભક્તિ-
શેરશની ( યા પાક રિપતાબા જરથુસ્ત્ર સાહેબની જીંદગીનો અહેવાલ )
૫ ગીત-( લગન-નવજોતના ગીતો, ) આજદીયરની મોનાજાત,
ફરેસ્તા યાને હરરોજની મોનાજાત-હિંદના દાદા- સંજાણની
યાને આતશની બુલંદી-નસીબનો નાઝ વાર્તા ( શેઠ મુકાદમ
મેહુન મેહાલ વાર્તા યાને સંસાર કે સ્વપ્નાંસિંગાર-સ્વામી
શાહુ જ મશીદ રાગ કે વૈરાગ-વાર્તા-સરોશની સેવા-જીંદગી-
બક્ષુ ઇત્યાદીના કર્તા- “ હરમીસ ”

---



---

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઓરફનેજ કૅપટન પ્રિંટિંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુબઇમાં મી૦ મેહેરજી બેરામજી મીઠાઈવાળાએ છાપ્યું છે, અને મી૦ હોરમશજી શેરાબજી માસ્તરે દીસોઝા બીલ્ડીંગ, ગોવાલ્યા તલાવ મુંબઇ મધે પોતાને માટે પ્રગટ કીધું છે.

૧૯૨૨

## પાક અહુરા ! અમારા બે બોલ.

પ્રિય દિનદારોની નજર સામે, આજે મનમોજનું વિસમું પુસ્તક અતિ માન હિત સાથ ધરૂં છું—અને એમ ધરતા ખુલાસો કરવા રજા લઇશ—

મનમોજ-યાને, મન પોતાની મજાહ કેવા પ્રકારની લીયે છે, તેનો વિસ્તાર કરતાં પાના ભરાય, પણ આ મનમોજ ટુંકી અને જુદીજ જાતની છે, જ્યાં ભલા જરથોસ્તી બેહનો અને ભાઈઓએ, બીનસ્વાર્થ સેવા કરી છે. મન ઉંચા ભાવની મજાહ લીયે છે. અને દીયે છે— આ મનમોજ, જેમા વિસ્તાર થયેલા ભજવાતા ભાગો, દરેક જાતની સાદી કળાના પ્રસંગો દિપાવે છે. સંગીત, અંગ બળ અને ધર્મભાવે સબળાઓ, નબળા માટે હિતવંત સેવા કરવા યત્ન કરે છે. બે સ્કીટ જે, એ મનમોજના જુદા ભાગો છે, તેમાં તુંડીનું તુફાન, ફાની ગુરૂરને જેર કરી, કહેરને દયા મયા, અને પ્રિત ભાવમાં ફેરવી, પોતાના પેદા કરનાર પાકઅહુરા તરફની ફરજમાં, ગરજવંતની ગરજ સાચવવામાં ફરજ સમજી મોજ લીયે છે. તેમ ધર્મજય, ઉપરજ મોજ અને હિત રાખનાર, પળવારની નવિન અજાયેબીમાં, ધરમનું ચેન સુખ અને ચેનમાં ફેરવી, મોજ દીયે છે, અને લીયે છે.

આ મનમોજ, આજે માઝદીયસ્ની મ્યુઝીક મંડળ તરફથી, તાબેદાર પ્રગટ કરે છે, અને મનમોજના પ્રોગ્રામમાં સમાયલી રમુજને, કોમહિતકારીક બાનુઓ અને ગ્રહસ્થો આગળ ધરી તે મેલાવડાની કુલ્લે આવકમાંથી મેલાવડાનો ખરચ-બાદ કરી ધી બેરામજી જીજીભાઈ કોલેજ યુન્યનના વિધ્યારથીઓને કસરત (ફીઝીકલ કલચર) પછી દુધ આપવાના ફંડમાં આપવા ધારી છે. જે ધારણા અહુરા, સબળા ભાઇ અને બેહનોના ભેગાં બળથી પુરી પાડશે.

આ પગલુ પુરબર થવા માટે, માઝદીયસ્ની મ્યુઝીક મંડળના, દિલસોઝ સભાસદોનેજ દુવા તથા આભાર લાયક થયો છે, તેઓના ભેગા દિલસોઝ આસરા-થીજ, એ સંસ્થા આગળ વધારવા હોંશ દીયે છે. આ મંડળમાં દાખલ થવાની વાર્ષીક ફી રૂપીઆ સાતની છે, અને દાખલ થતા, દરેક સભાસદ પોતાના પ્રિય મરહુમનું એક નામ આપી શકે છે, જે ભલા અષોનું નામ ધાર્મીક ગંભીરાઇ સાથ જશન વેળા દેવામાં આવે છે. એ ઉપરાંત, ગરીબ બહેન અને ભાઇઓ તરફની ફરજ બજાવવામાં ઉપલુ મંડળ કોશેશ કરતી રહી છે, કરે છે, અને કરવા ઉમંગ રાખે છે, જેમાં સર્વે દિનદારોનો, દિલસોઝ આસરો ચાહે છે...

મંડળમાં જોડાયલા બાનુઓ, અને ગ્રહસ્થોએ પોતાના કામ માટે, નામની જાહેરાત માંગીજ નથી, અને તેમજ આજના સુભ મેલાવડામાં, ભાગ લેનાર અને તેને હાર પાડનાર સરવે બાનુઓ અને, ગ્રહસ્થોએ, પોતાના નામો નહીજ જાહેર કરવા હોશજ રાખી છે, પણ તે બધાનો નેક ફાલો જે, આ કામ માટે મળ્યો છે, તે માટે પ્રથમથીજ, ખરા અંતઃકરણથી, માઝદીયસ્ની મ્યુઝીક મંડળના સરવે દિલસોઝ સભાસદો તરફથી આભાર દર્શાવી રહુ છું.

મનમોજ તા૦ ૧૭-૧૨-૨૨ ને દીને
સર કાવસજી હૉલમાં ભજવાશે.

સદા સેવક,
હરજીસ.

# પારસી મા બાપોને ચેતવણી

તેમની **ગંભીર ભુલ-ભુલનું ખરૂં મુળ** ક્યાં ? પચીસ વર્ષના, બી. એ. બુચાજી બનાવવામાં ! **જર અને જોર** ખરચી, **તન અને મનને** નાહક ઠાકવી બી. એ. બનાવી, આખર, થોડીક **કમાઇ માટે,** વગર મેટ્રીક **થયેલા,** પણ વેપારી લાઇનના એકાઉન્ટન્ટોની તાબેદારી કરાવવી ! એવા Machine made **ગ્રાડ્યુએટ કરતાં,** સારાં અંગ્રેજી શિક્ષણ પછી-**વેપારી લાઇનની કેલવણી**-દશ વાર ભલી નિવડશે ! જેની **ખાતરી** Tutorial commercial class આપવા તૈયાર છે.

**કૉમર્સ યાને વેપારી લાઇનનું** શિક્ષણ ઘણુંજ સરસ અને ઉત્તમ તાલીમથી આપ્યે છૈયે.

અમારી ખાસ દેખરેખ હેઠળ તાલીમ લઇ, **વેપારી વિદ્યાર્થીઓ** સકમાઇમાં પડયાં છે, તેજ અમારી **મુગ નેમ,** સચ્ચી સેવાની પિછાણ **થઇ પડી છે. ૩૧ ઓગસ્ટ સુધી વિદ્યાર્થીઓને** દાખલ કરી બુક-સની–અને આદીત–મા વધારાના ખાસ શિક્ષણ, ઉપર **મી૦ માણેક બનાજી પોતે મહેનત લઇ,** તેઓને તૈયાર કરે છે.

બી. એ. ની ડીગ્રીના ધખારાને પડતો મેલી, થોડી **મહેનત યા સ્હાસીકપણાનો** સીલ, દિલમાં આમેજ થવાથી, પોતાના પગ અને ખભાપી સ્વતંત્ર ધંધામાં ઝીપલાવવા માટેનું **ઉત્તમ સાધણ** તે **વેપારી કેલવણી** છે કે જે માટે મી૦ માણેક બનાજીથી (F. N. F. A.) થી ચલાવવામાં આવેલો Tutorial Commercial Class **ગ્રાંટરોડના** રેલ્વે અને ટ્રામ સ્ટેશનથી બે મીનીટમાં જવાય એટલો દુર છે.

ચાર વખત આખા હિંદુસ્તાનમાં સૌથી વધુ ફતેહમંદ ઉમેદવારોને પાસ કરાવવાનું માન ધરાવે છે.

બીજુ, બે વાર લંડન ચેમ્બર ઓફ કૉમર્સની ચડતા વર્ગની પરીક્ષામાં મી૦ બનાજીના વિદ્યાર્થીઓ, લંડનમાં ઇનામ મેલવી ગયા છે.

# પાક અહુરા-મનમૌજ.



## અહુરા પર આધાર.—પ્રથમ બંદગી.

હરદમ સુખને નિભાવશે—એ અહુરા સો સંકટને કપાવશે—એ અહુરા=હરદમ
ગમની ધાર-દુખની ભાર—એ ધરતી પર હાલે, આબે, ડગમગ ચાલે
તે સઘળું તું તારવશે—એ દાતા=હરદમ
મુજવણની તું સુજવન પાડે મુજ મન હર્ષે (પુરૂ) જ્હાં હરખાય
કષ્ટ, પાપનો આરંભ ટાળે નાશ બદનની ચિંતા હાળે
હિતથી પ્રિતથી ચિત્તથી જીતથી તારવનારો તું દાતા—એ દાતા
સતવંત સંબંધ સાચવજે—એ દાતા=હરદમ

## સંપની સીફત.

આવો ગુણી! આવો! આવો! ખુશાલી કાજ રંગ રાગ લાવો!
બેહનોને પ્રેમ સાથે પાળો=ખુશાલી કાજ રંગ રાગ લાવો!=આવો.
સંપ વિનાનું એક, સુખ નથી બહેની
ઐખ્ય, સંસારે છે કહેની, કાંઇ એથીને, ચઢતું ને ઉચું કશુએ કાજ
જેમાં ભરી લજ્જા લાજ, સુખી સાજ જ્હારે ચિત્ત ભારે-ધીર ત્યારે=ખુશાલી.

## મધુરા બોલનું બોલ રાગ--ભીમપલાસ.

મધુરા મધુરા રસ બોલના રસ બોલના લલ લોલના=મધુરા.
સંપ સાથે તમે હુમત ગાવો, હુખ્તને પ્રેમ ભાવે નિભાવો
હુવરશ્તે કાર્યો રચાવ, થાય જરથોસ્તની નામના=મધુરા.
માન મનશની દીન દીપાવ, ગવશની ગુલહાર બનાવ
કુનશની પે રાખ સદા હિત, મ્હજબની ઘર મ્હાનતા=મધુરા.

## મુસીબત મૌજ છે.

મુસીબત મનને પ્યારી છે, સદા તે દોસ્તની યારી
સદા તે કષ્ટે ભારી છે, મુસીબત તેની બારી છે.=મુસીબત.
મુસીબત જો અરે દાબે, ગમીની ચાલની તાબે
જગતમાં તે સિવા બાઇ, કહો શી ચીજ પ્યારી છે,=મુસીબત.
મુસીબત સો અરે શીર પર, પીડા થાવો પટકવા જાન,
મગર તે અહુરને ખાતર, મીઠાસે ઐાર પ્યારી છે.=મુસીબત.

## માઝદીયસની મજહબપર મહોબત.

કરૂં જાન હું નિસાર, ધરૂં પ્રાણ હું નિસાર-
મ્હારા અહુરાએ દીધી છે જરથોસ્તી દીન,
ત્યાં રાખું મન મ્હારૂં-ત્યાં થઇ દીલ સારૂં-મ્હારૂં હઇડું તેથી રહે ખરે નચિંત=
ધર્મે ટેક રાખો-ન લાવો કશો વિચાર.
તેના વિના શુભ મળે ન સાર, તમો સમજો છો સ્યાના, ધર્મે મોતીના દાના,
ખોલો ધર્મના પાના-તમે વાર વાર વાર-વાર વાર વાર-હરદમ હરબાર=
સમજ છે સાદી, ભર્યો ઉંચો ભંડાર.
ભંડાર શોધો ન જડશે કોઇ પાર, દીલ માની પડો, ઘણું ધ્યાને ભરો,
તેનું ધ્યાન કરો, તમે વાર વાર વાર-વાર વાર વાર, હરદમ હરબાર=કરૂ.

## FIGHT FOR THE RIGHT.

Right Oh, Right we will fight for the Right,
Might is N't right we must keep all in sight
Truth is the star which guards us the Right,
Fight we assure, we shall fight for the Right--! Right

Help, help, help, is the key of our file
Shun, shun, the path which the wrong side guides,
Love all the weak , tend all the sick,
Pull off as you can all the darkest sights
Find all the lights to fight for the right ?—Right

Love is the goal for all mankind
Hope is the chain which binds all the minds
Love to the king peace to him sing
Fill all the sacks with Truth, Hope, and Right.
Help, Oh, Lord to guard all the Right ?

## મોસમની મજાહ !

**ગુલા**—ઓહો ડાળી, આજે કાંઇ વહેલી ચાલી ?

**ડાળી**—હા એમ છે ખરૂ, હમણા આપણી કોલી આવનાર છે અમો સાથે આજે બહાર જવાના છીએ-જો પેલી આવી

**કોલી**—કેમ ડાળી તૈયાર છો ? ઓહો ગુલા, તું કયાં ? અમારી સાથે આવશો ?

**ગુંલા**—કયાં જવાના છો

**કોલી**— આજે માઝદીયસની મ્યુઝીક મંડળના મેલાવડામાં-મહારે વરસાદ માટે કાંઇ ગાવાનુ છે

**ગુંલા**—મરે મને પણ ત્યાંજ જવાનું છે-મ્હારી મોસમ ઠંડી માટે છે. વ્હાલી ડાળી, ત્હારૂ પણ કાંઇ સંગીત છે કે ?

**ડાળી**—હા ગુલા–મ્હારી મોસમ ગરમી માટે છે.

**ગુલા**—અરેરે ગરમી ! મુવુ ભુંજાઇને કબાબ થઇ મરવાનુ, મને તો ઠંડી ઘણી ઘણીઘણીજ ગમે–

**ડાળી**—ના બા ! મ્હારા તો બધા હાડકાં કળે. વહેલુ ઉઠાય નહી અને, ઠંડીમાં થઠડવુ પડે !

**કૉલી**—મને તો બા બધામાં વરસાદજ ગમે.

**ડાળી**—કાંય !

**કૉલી**—તો ભારે વરસાદ આવે કે સલેખમ થઇ આવે, અને નિશાળમાં જવાની પંચાતજ ટલે, તેથી બા હુ તો રોજ વરસાદ માંગીશ.

**ડાલી**—અરે ગાંડી, સલેખમ આગળ વધ્યો, તો સનેપાત થાય અને આપણો જીવ પછે તાત થઇ જાય–માટે ગરમી સારી–સુંદર તેકડી પર જવાય–માથેરાન મહાબ્લેશ્વરની ટ્રીપ થાય, અને બંધી મજાહ ! મજાહ ! મુવુ વરસાદમાં તો ગળે ગલપતા બાંધી ઘરમાં ભરાઇ રહેવાનુ થાય

**ગુલા**—ઠંડી સૌથી સરસ–બસ ખાઇએ ખાઇએ, ને ભુખની ભુખ ! ઉંઘતો એવી આવે, કે જાણે હમણાબી કેડે જવાનુ ન હોયતો ઓઢીને, પોઢાઇ જાઉ ?

**ડાળી**—વારૂ ચાલ કૉલી, ત્હારા વરસાદનું સંગીત તો સંભલાવ !

**કૉલી**—આપો નાથ, રોજ વરસાદનું રાજ—રોજ ભીનાઉં—ખુશી થાઉ=આપો
ઑવરકોટ ને અમબ્રેલાથી—બનુ હું તો એસકી ટાટ
વીજળી પાણી ચમકારાને—સાંભળું સાથે ગડગડાટ.
થાય સનેપાત—જાયે સ્કુલની પંચાત—આપો

**ડાળી**—સંગીત તો ઠીક છે—પણ, ગુલા હવે, ત્હારૂ ઠંડી માટેનું ગીત ચલાવ !

**ગુલા**—લાગે ઠંડી પ્યારી—લાગે ઠંડી પ્યારી ત્રણે મોસમમાં એ સૌથી સારી–
ઓઢું વળી ઉઠવાનું—ને ખાઉં જેલી પફ
મેથી અને બદામ પાકની—માયજી માંડે સફ
ગળે શૉલ બાંધીનેબી— ખાઉં ઝપાઝપ=લાગે

**ડાળી**—હવે હું મ્હારી ગરમી માટેની સીફત ગાઇશ—
ખુશી બા, મને ખરીતો–ગરમીમાંજ થાય દોઢ માસ ખાસ્સી મારી સ્કુલ બંધ થાય
તેજ મારી બીન ફીકરની પહેલી મોજ ગણાય. માથેરાન ને મહાબ્લેશ્વરની ટેકડીપર જવાય
આંબા–જાંબુ–ને સંનતરા વાહ ! આંઇસક્રીમ સાથ ખવાય—(લેમન) લેમલીટબી
પીવાય—ખુશી બા—

કોલી—ચાલો બ્હેન, એ વધુ ઠીક છે, હવે આપણે જઇશું, પણ વ્હાલી બ્હેનો, જેમ, મને, તમારી, અને, તમોને મ્હારી સાથમાં વ્હાલ છે, તેમ, ત્રણે મોસમની મજાહમાંજ, આપણી જીંદગીની મોજ છે. દાદારજી કરે, ને ત્રણે મોસમ બધી બરાબરજ ચાલુ રહે—ચાલો !

### અહુરનોજ સર્વે નાદ છે=

જગ જીવણમાં માન ભરીલે-પ્રેમ પુકારી સાવ.
જગ જીવણમાં એક પ્રલય જીવ—એ ધીરજનો લહાવ.
મન તું માન અહુરનો ભાવ. રાત દીન નામ હરીજન ગાવ.=જગ.
ડગડગ દિલ ન લાવ. ગરીબના સુખ સંપત નિભાવ.
લાલ હાલ પર આજ ચકિત ચિત્ત ફાલ ફુસંપી દાવ=મનતું
જગ જંગમાં તંગ હાલ રહેના——લે સત સંગ સુભાવ.
જાવ કદિના કષ્ટ ભષ્ટમાં—સ્વછ હરનામ હરખાવ.=મનતું.

### આસાવરી

પ્રકટ બીચહુઉર મોરો આંનદ ભાયે મોરી ચાલ ચલણ આજ સુધ્ધ બની=પ્રકટ
પરમ લોભ અને પરહંશ ત્રાસે, જગત કેવળ શ્રાપ થયો—
હર કામે થાપ કરી—ઉલ થાપનો અથાહ થયો=પ્રકટ
ક્ષણ સુખે ભવ ગુમાયો—સેવટનો ત્યાં લય આયો
ભયે સામો (જો) સીર લાયો—સાથે અહુર વિસરાયો— વળી=પ્રકટ

### અહુરની આશામાં માન અને જાન છે.

મ્હારા અહુરની, આશ ધર મન—આશ ધર મન, બહેમન પરમન
દીધો તેને—ગેતીમાં હીરો—છે જરથસ્ત્રા, ફીદા આ, તન ધન=મ્હારા
આતશમા તેને દીન દિપાવી—મીતો સાથે—ફીધા ગણ ગણ=મ્હારા
નામ લેતાં—ઉમંગ ઉછળે—મ્હારૂ મન તન, ધન, ત્યા અર્પણ=મ્હારા
યઝદાનો આ મહજબ મોટો—બળતો રાખો હમદીન સુજન=મ્હારા



## તુંડાઇનુ તોફાન—યાને—કર ને જો!

ઓરડાનો દેખાવ—અપ ટુ-ડેટ ફાંકડો—ન્યુસમાંથી ધ્યાન કાઢતા બીડી સલગાવવાની કોશશમાં. નિશફળ નિવડતો.

જાલ—યારો! મુંબઇ નગરીની ધમચક્રીથી ચિત્ત ખરેજ ચકભમ તો શું, પણુ ચક્રમજ બનતું ચાલ્યું. હજી તો વારસો મળશે ક્યારે, અને આવશે ક્યારે, તેટલાં મુજ જેવા નવાસવા સેઠયાની આગળ, મતલબી મછ્છરોના ટોળેટોળાં, ડોળાડોળ કરી રહ્યા છે. વારસો આવે તેટલાં, રૂપીઆ તો ધુમ ઉછીના લેતો ફરૂંચ, અને હજારના દાવમાં દશહઝારની હુંડી મેલવવાની હોશમાં, સામો બ્યાજખોરાના હાથમાં મુંડી આપતોજ જાઉંચ! કીસમત! કીસમત! ત્હારી આગળ હિકમતની કિમ્મતજ નથી. પૈસા વગર નગરીમાં ડગલું હિલાતું નથી. ફેશનના પછાડામાં, પડવા, એરીસટોક્રેટીક દોસ્ત મેળવ્યો, પણુ નખ્ખોડગીયો, ફેશન દેવીના પ્રોક્રમ શિખવવા, કોમપ્લીમેન્તના કાપ તો એવા મુંકેચ, કે, મોટાની સુજમા, મરે નહીતો માંડો પડે, તે કહેવતમાં હું કપાઇ જાઉંચ! ખરે, એબી દિવસ ચાલ્યા, પણુ, વારસો મલે ત્યાં સુધી પૈસા વગર, દિવસો કેમ પસાર થશે? સીપલા શાઇલૉકનો કાંઇ હ્યાં ટોટો નથી, પણુ બ્યાજથી બેજાર થઇ ચાલ્યો. હા પૈસા! પૈસા! ત્હારો અજબ બહાર છે!

### પૈસાનું પૂંજન=ભૈરવી.

ખરે પૈસો, કરે જગદવાર, સીતારો શુકનો યારો
વિના પૈસે, ભરો ઘર બાર—ઘુળોના ઢગનો ભારો—ખરે
ખરે પૈસો કપાવે દુખ—અડગરાનું દિપાવે તાજ
ગયા હો લાજ ને જો માન—સુજાવે દ્રવ્ય, ત્યાં આરો=ખરે
ગમે હો રૂપ, યા ખુંઢ ખોડ—કરાવે જર અજાએબ તોર
ગમે હો નેહસ્ત, ને ક્રોધી—નઠારો થાય છે, સારો=ખરે.
ખરે પૈસો પૂંજાવે છે—નગુણો હોય અરે લોભી
ચમકતી એ ભરી છે જામ—ભલે ખોટું તમે ધારો=ખરે.

(પગલાનો અવાજ)

**જાલ**—અલ્લો મ્હારો દોસ્ત "જીમ" આવેલો લાગેછ ! કમ ઇન ! કમ ઇન ! (જીમને આવતા જોઇ) કેમ ડીયર જીમ કંઈ ઘણી વાર લાગી ? કેમ કેટી ક્યાં છે ?

**જીમ**–કેટી ! કેટી કોણ ! તું કોણને વાસ્તે બોલેચ–જાલ !

**જાલ**–પેલી કોઇ કેટી વીશે, તું બોલતો હતો, કે જ્યારે તું આવે ત્યારે સાથે લઇને આવશે.

**જીમ**–ઓ માઇ ડીયર ફૂલ ! યુ આર એ રીયલ ફૂલ !

**જાલ**–કેમ જીમ, છેક ફ્રાસ્ટ ચાલ્યો કે !

**જીમ**–તો ફૂલ નહી તો શુ ! હું ગમે એટલો તુંને સુધારવા કોશેશ કરૂંચ, પણ તું ત્હારી અસલ જાત પર જાગેચ ! દિકરા ! તુને ફેશનેબલ ક્વારટર્સમાં દાખલ થતાં હજી ઘણાં મહીનાઓ નિકલી જશે. એવી એબલગામની કાતરીઆ ગૅપ ઓલ્ડ ટોળીમાથી, તુને ચોખ્ખો કરતા, મ્હારા લોહીનુ પાણી થશે. તું કેટી માટે શું સમજેચ ?

**જાલ**–હું એમ ધારૂંચ કે, ત્હારા કોઇ દોસ્તની બેહેન, દિકરી, યા કોઇ ત્હારી માસી કાકીની થતી હોશે–! બીજુ શું ?

**જીમ**–(હીહીહીહીહીહી–ઓ આઇ સી–હીહીહીહીહી, હવે હું સમજ્યો ! અરે મ્હારા સુધરતાં જણાવર ! તે કેટી કાઇ ખુબસુરત બાનુ નથી. તે તો મ્હારી નવી લીધેલી ઘોડીનું નામ મેં તુને કહયું. મુર્ખા, ક્યારે સુધરશે ! એ તો સારૂ થયુ કે, આપણા બે વચ્ચે વાત છે.

**જાલ**–અને નહી તો !

**જીમ**–નહી તો શું ? અરે આપણા ફેશનેબલ મંડળમાં, એમ બોલતા, એવુ ઝટ સમજી જઇએ, નહીતો, બધા, ત્હારી લેવરી કરે લેવરી ! એ તો તુ નવો સવો એટલે એમ થાય ! જો, તે દિવસે, તુને મીસ લેઝીમામ સાથે ઓલખ કરાવી, તો હાથ આપવાને બદલે, તું એટલો ગુંચવાઇ ગયો, કે, ત્હારા હાથમાંની વોકીંગ સ્ટીકની મૂઠ તુંએ તેણીના હાથમા આપી દીધી.

**જાલ**–પણ એવી ગફલતી થાય તેથી શું થયું !

**જીમ**–અરે ભલા, ત્હારા દાંડા ગણાઇ જાય, તેઓ તરતજ ચેતી જાય કે કોઇ કાગરાજી મી. મોરના પીછામાં ગુસ્યા છે.

**જાલ**–(જરા નરવસ થનો બાજુમા ઉભો વિચારતો હતો) ત્યારે શુ તમારા બધાના અંગપર સાચ્ચોજ લેબાશ છે ! ખરેજ ત્હારા મંડળનું નગારૂ વજાડતા, મારી તો ખાલજ નિકળી જશે, તેમ લાગેચ.

જીમ–ખાલ નિકલી તો શું ? અરે ખાલ નિકલી તો શું ? પૈસાથી બીજી પહેરી લેવી. એરીસ્ટોક્રેટીક હાલતમાં જઇ, ઉંચ જાતિનો ફુમાસ પારખતા પછી ક્યારે શિખશે ? વારૂ ચાલ–મહાબળેસ્વરની ટ્રીપનુ શું કયું" ?

જાલ–હુ તો તૈયાર છું.

જીમ–પણુ ત્યાંનો ટૉગ તૈયાર કર્યો કે !

જાલ–ડૉગ ! ડૉગ તો બાવા કેહો સોજ્ઞે મલતો નથી.

જીમ–અરે ઓ ગાવડી, ડૉગ શાનો સાથે લેવા માંગેચ ! ટૉગ ! ટૉગ ! એટલે કે ત્યાં પહેરવા ઓધવાનો સ્ટાઇલીશ ડ્રેસનો સ્ટૉક !

જાલ–તે એમ બોલી મરની ! હું સમજ્યો કે, વળી કોણુ ટૉક ગલામાં હોમાવવા માંગેચ ?

જીમ–પણુ મ્હારે વાસ્તે પૈસાનો બંદોબસ્ત કર્યો કે ?

જાલ–મને પોતાને એટલી અડચણુ છે, તે જેમ તેમ પતશે, તેટલા ત્હારે માટે શું કરૂં !

જીમ–ભલે તું એખસો જા ! ( વેલ ગુડ બાઇ )

જાલ–પણુ એટલી વાતમાં ચાલવા કેમ માંડયું ?

જીમ–જાલ ! જાલ, તુ કમઅકકલી છે. જ્યા પૈસા નહી, ત્યા મ્હારૂ મંડળ નહીં, ( વેલ ગુડબાઇ )

જાલ- વારૂ ચાલ, ત્હારા પૈસાની બી દવાઇ હુંજ કરીશ.

જીમ- ઓ બેવો ! બેવો ! ખરેજ લોક કહી ગયાછ, કે જાલની અકકલને કોઇ પુગશેજ નહી, ત્હારૂં બી ભેજું છે તો બળવાન, પણુ, નાનપણુથી, તું ગરીબાઇમાં રહેલો, તેથી કાટ ખાઇ ગયું, અને હમણુા હમણુા પાછું, અમારા મંડળથી ખિલવા માંડયુંછે. ચાલ હવે હું જાઉંચ– તું ટાઇમસર સ્ટેશન પર આવજે.

જાલ—(જવા પછી) બચ્ચા ! પૈસાનો વારસો હાથ આવવા દે, ત્હારા તાણુા અને ટપલાને શાઇલૉકને વીસરાવે એવા બ્યાજ સીકકે ત્હારૂ મસતક ઠેકાણે લાવીશ. (કોઇ ઓરડામાં આવી ઉભુ તેને જોઇને) કેમ રૂસતમ, તું કાંય પાછો આવ્યો !

રૂસતમ—લાચારી ! લાચારી ! બેકારી ! બેકારી !

જાલ—કેમ કાઇ નાટક કરવા આવોચ કે ! ભલા આદમી, તું એકટર થયો હોતે તો ઠીક પૈસા મેલવતે !

**રૂસ્તમ**—જાલનું નામ ધરાવી અકકલનું સારૂં કામ કર ! ઠેકડી કરવાનું છોડ, અને મ્હારી મુશકેલી ટાળ !

**જાલ**—રૂસ્તમનું નામ રાખી, ભીખની શેખી ! હિંમતને માફક, ફૌલાદની જમીનને ભાંજી ત્યાંથી ઝર મેલવવાને બદલે, ભીખ માંગી ખરમાં કાં ખપે છે ?

**રૂસ્તમ**—કારણ, જમાનો બદલાયો છે ! પોતાનાં હતાં તે પારકાના થતા પણ, દયાહીણ થયા છે. સગા માટે, તેઓના કાન પુરાઇ ગયા છે ! ગરીબનું નામ સમજતા, તેઓની સુજ દબાઇ જાયેચ ! પોતાની મતલબમાં હઝારોનો ધુમાડો પળમાં કરેચ, ગરીબાઇને ટાળવા, એક પાઇ આપવા, તેઓના દાતમાં કળતર થઇ આવેચ.

**જાલ**—શું મ્હારે ઘરે આવી, ભીખ માંગતા, પણ આવી શેખી !

**રૂસ્તમ**—શેખીબી નહી, અને તેજી બી નહી, ફક્ત હીણપસ્તીની ફજેતી અતકાવવા, ત્હારી, ઓ મસીઆઇ ભાઇ ત્હારી વેળાસરની મદદ માંગવા આયો છું ! મ્હારી બેકારી ટાળ, મ્હારા હાલ ઘણા તંગ છે, કંગાલ્યત સાથે જંગ છે, તેમાંથી છોડવ ! અને ઇરાન વંશના, આવા બેકાર થયેલા ગોહરને, ધુળમા પડ્યા છે તેમાંથી બચાવી લે ! કેખસરૂની કીર્તિમા વધારો કર ! ભૂખા રૂસ્તમને, અકકલમંદ જાલની ઢાળમાં વેળાસર સમાલી લે !

**જાલ**—ચાલ હઠ ! ત્હારી ચાપલોસી છોડ ! તુંજ કે જેને મ્હારી પીરોજાને તફડાવી—

**રૂસ્તમ**—તફડાવી નથી, પણ પ્યારના અખંડ વિશ્વાસની આશામાં મેં જીતી છે. તેણી મ્હને ચાહતી હતી, એમાં વાંક હમારો નથી. કિરતારની કરામતના, એ પવિત્ર પ્યારના સાચ્ચા ધોધમાં, અમે સાથે રેહયા, એમા ખોદાનો હાથજ છે, એમ ખુશી થા ! પવિત્ર જોડા ઉપર મયા રાખ, કે જેમા ખોદા ખુશી હતો, તેવા જોડાનો તું મદદગાર થયો, જેથી મીનોઇના મથમા ત્હારૂં નામ લેવાશે !

**જાલ**—નહી બનશે ! નહી બનશે ! બેવકુફ, પાસે પુરતા પૈસા નહી, છતાં પીરોજાને પરણી બેઠો, ત્યારે, તેણીના નિભાવનો ખ્યાલ કેમ નહી કર્યો, કે આજે ભીખ માંગવા ઉતરી પડયો ?

**રૂસ્તમ**—મ્હારી સંસારી રોટી માટે, મેં અને પીરોજાએ, સાદાઇના આશ સીવા બીજી હોશ રાખીજ નથી. મ્હને થોડાક પૈસા ઉછીના આપ ! ત્હારૂ વેર છોડ ! ત્હારો કહેર કાઢ ! દયા કર ! મસીઆઇ જાલ

દયા કર ! હું જાણું છું કે, મ્હારો કંગાળ હાલ આવ્યો છે, તે, જરથોસ્તી નામ ધરાવતો, મ્હારો મસીઆઈ જાલ ટાળશે.

**જાલ**—ફક્ત એકજ શરતે !

**રૂસતમ**—અને, તે શરત, બોલ જાલ બોલ, તે શરત !

**જાલ**—એજ કે પીરોજાથી છુટા છેડા !

**રૂસતમ**—જાલ ! જાલ, ત્હારા નેઠુસ્ત વિચારથી બીછાવેલી જાલનો હાલ હું જાણી ગયો, મ્હારી પાસે, ત્હારા કામની સરોબરી કરાવનાર બોલ નથી. છતાં મ્હારી વ્હાલી પાક પીરોજાને, હું જે કાંઇ મજુરી કરી લાવીશ, તે ખવાડી, હું ભુખમારામાં રહીશ, મ્હારા બદનના હાડકે હાડકાં તવાહ જતા પણ, મ્હારા જીવની બાકી રહેલી છેલ્લી શોસ સુધી હું તેની પરસતીશ કરીશ, પણ ત્હારી લાખોની લોભી લાલચના લંપટમાં હું કદી લપસીશ નહી ! ખુદા ત્હારા પૈસા સાથે, તુંને નેક ગ્નાની સુજ પાડે ! સુખી રહે ! જાલ ! સુખી રહે !

ભેરવી ત્રીતાલ.—

તુંડી છોડ એ મનરે—નાતો—અહુર બજનનો વખ્ત ગયો=તુંડી
તુંડી બદનને ખાર કરીદે-જગમાં તુંને હાર કરી દે
સ્નેહ ભાવને હાર ધરીદે-માટે રાખના મનમે,=નાતો અહુર
તુંડી તાણુમાં માન રહે ના-ધ્યાન, શાન, ગ્નાન રહેના
દોસ્ત પાસની આસ રહેના-માટે રાખના મનમાં,=નાતો અહુર
હસદ હોંસનો સોસ ભરે મદ-ક્રોધ કપટનો રોષ ભરે પદ
અહુર પિતાનો દોષ ભરે ઝટ-માટે રાખના મનમે,-નાતો અહુર

## સીન બીજો.

**જાલ**—(કંટાલેલો માથે હાથ દઇ ટેબલ આગલ બેઠો છે) એ જમાના ! ત્હારો કેવો રંગ ! કેવો ઢંગ ! આજે ત્રણ દિવસ થયા, મ્હારો હાલ કેવો કર્યો ! તુંડીની બેહુંદી જાલમાં, જાલ ફસ્યો ! સોલીસીટરથી મલેલા પત્રથી વારસામાં, મ્હારા નામ ઉપર મોટી દૌલત હતી, તે છેલ્લીમાં છેલ્લી તારીખના વીલ પ્રમાણે, બીજા નવા નામઅર થઇ છે. તપાસમાં દસ્તાવેજ સાચ્ચો બીલોર જેવો છે. મ્હારા શેખીના સ્વપ્ના નિર્મુળ થયા ! મ્હારા મતલબી દોસ્તો પીગલી ગયા ! વારસાની હુંફમાં, કરજના ટોપલાઓને વાલી આપવાની ફરજની

ગરેજમાં હું મુંજાઇ જાઉછું. અફસોસ! જમાના, ત્હારી રહેમ ક્યાં છે? મને કસુજ હાલત કાંણુ દેખાડી! એ સોબી લોજ ત્હારો થોભ કાં ન કર્યો! મ્હને શુફર કાં બનાવ્યે.? મેં તુંડી કાંય કીધી? કાવલા! કાવલા!

**કાવસો**—(ગુસ્સામાં આવી) કેમ શેઠ! તમને કેટલીવાર કીયેલું કે કાવલા નામે હાંક મારવો ની! મને કાવસનાં નામથી બોલાવો

**જાલ**—ઠીક છે. તું હમણા કાંઇ બોલતોજ ના! જા મહારો ટપાલ લઇ આવ!

**કાવસો**—છાબ! તમારો રામો ગીયેસો ઉતો, તે કહેતો આઇવો, કે હજી દુકાણુ બંધ છે, તે અગીયારે ઉઘરછે.

**જાલ**—એ શુ બકી મરેચ! દુકાણુ શાની!

**કાવસો**—એ પેલા ટંપાલનીજ તો!

**જાલ**—નખ્ખોડ ગીયો શુ બકી મરેચ! ટંપાલ શાનો! શુ દારૂની દુકાનમાં મોકલાવ્યો!

**કાવસો**—હવે, છાબ રહેવા દીયોની! દારૂ, મેવરૂ અને ટંપાલ, એ છંન્ધુ છરખુ-લેવો છેટ જરા મકુજે, આ મકુઆનો ચમતો લીયો!

**જાલ**—ત્હારા કામથી તો નાખ પર દમ થઇ આયોચ

**કાવસો**—તેજ કારણુસર, એક ચમટો બરી જરા લીયો, કે છંન્ધો છરખમ નિચે પરી જહે, અને નીહતો સાતી પર હતયો, કો બાપ, છાતીપર-નારગોરીઓ થઇ આવછે

**જાલ**—જા! જા! મર!

**કાવસો**—પણ છેટ મ્હારા પેલા એકઠા કરેલા પગાર સે, આને છાંને જોઇહે. મ્હારી ધની આવનાર છે.

**જાલ**—વળી ત્હારોબી ધણી હોય કે!

**કાવસો**—તમે તો છેટ બધા દાશા બયરાં થઇ રહેલા એ હુવે! મ્હારી બાડી ધનને, હું પ્યારના પજરણુમાં પજરીને, ધની કહેતો છુ, તે તે આવનાર સે, સારૂ થીયું કે કામ રીહેલી.

**જાલ**—હમણા એક પઇ બી નહી મલશે.

**કાવસો**—સાલુ પગાર નહી આપો, પણ જીવનગારો કાં ઉદાવોસ બાપ! મને ની ચાલે.

**જાલ**—હવે જ! મર! મ્હારા કાગજો કાંઇ પોસ્ત મારફતે આવ્યા હોય, તે લાવજે, ટપાલ લાવ, તંપાલ નહી હો.

**કાવસો**—એમ છાબ ખુશાલાથી બોલોની, હુ ગરીબ મનીખ, કેમ છંધી વાત છમજુ—(ઉભો રહયો)

**જાલ**—(કાવલાને જોઇને) કેમ તું હજી ઉભો !

**કાવલો**—છેટ ! છેટ, મેં કાઇ એમ છમજેલું, કે છેટ બે, સાર, દિવસમા નોન નાહવા માગેચ ! મે તો કાઇ માયનું નહી.

**જાલ**—જા ઉજબખ ! જા અહીથી—

**માંગનાર**—(કોઇ ધસી આવીને) કેમ શેઠ, હજી, તમે ચેક કેમ નથી ભર્યો !

**કાવલો**—(બાજુમા) આ કાંઈ નોન નાહવાનો સામાન આવતો જણાય છે બાપા !

**જાલ**—બાઇ બેસ !

**માંગનાર**—અમને બેસવાનું પાલવે નહી, અમારા પૈસા ભરી દેવો ?" બીલ ચુકવતાં કેટલો કંટાળો !

**જાલ**—બાઇ મ્હારી પાસે કાંઇ નથી

**માંગનાર**—માલ લેતા શરમ નહી આવી ! બંડલ બાંધતાં વારથતી, તો ગોડઘેમ થતું હતું. ઠીક અમે માલ મતાપર ટાંચ લાવશું—(જાયે છે)

**જાલ**—ઓ હીણુપસતી, ! ઓ લાચારી ! હેં, હું શું બોલ્યો ! મ્હારા મસીઆઇ બાઇની હેકડી આજે, મ્હારી સામે ! તોબાહ ! તોબાહ !

**માંગનાર**—બીજો (અંદર આવી) કેમ બાવા પૈસા આપોચ કે ? એમ વાયદા કરવાના કાયદા પ્રથમમા કેમ નહી કર્યા ?

**જાલ**—બાઇ થોભ !

**માંગનારા બીજો**—અમારાથી થોભાય એમ નથી. આજે તમારો વાયદો હતો, હવે વખત લગાડશો તો ફાયદો નથી. કારણકે, તમારા વારસાનું પોગળ, બહાર ઘુમરાણ કરી રહ્યું છે, જે વખત જાય છે તેમા, પોલીસના માણુસો બી, તમુને બેતાબ આપવા આવતાજ હશે

**જાલ**—ઓ ખુદા ! કમબખ્તી ! કમબખ્તી !

(માંગનારાઓ ઘુમરાણ કરે છે—ઇત્યાદી)

**રૂસ્તમ**—(અંદર ધસી આવી) શું છે જાલ ! બીરાદર જાલ ! શું છે ! એ આ માણુસો કોણ છે ? ધાંધલ શાની મચાવે છે !

**જાલ**—(કંગાળ બની ફુસકાઇ જતા) કોણ રૂસ્તમ ! રૂસતમ ! ઓ લ્યાનત ! મ્હારી જીંદગી પર લ્યાનત !

**રૂસતમ**—જાલ ! એમ નહી કર ! શરમ, અને લ્યાનત શાની ! ઉઠ ! મ્હને બોલાશો કર !

**જાલ**—મ્હારૂં મોઢું તને કેમ બતલાવીશ ? મ્હારી આંખો ત્હારા પર કેમ ટાંકીશ ! મ્હને માફ કર ! મ્હારા માંગનારાઓથી બચાવી મ્હારી ગુંગાઇના ગુનાની શેખી તોડ !(મકગઃ ૨૩૩)

**રૂસતમ**—ના એમ ના બોલ! મ્હારા મસીઆઈ ભાઈનું દુખ તેજ મ્હારૂં દુખ, કાળે ત્હારા હાલ કર્યા, તેમા વેર અને ક્રોધ, શાનો? (માંગનારાઓ તરફ ફરીને) ભાઈઓ, તમારા, જે કાઈ માંગતા પૈસા હોય, તે, મ્હારા શાપુરજી સુરાતન સરાફની પહેડી પર જઈ માંગશો, તો તરતજ મલશે. તમને ઢીલ થઈ હોય, તો માફ કરજો

**માંગનાર-બીજો**—વારૂં શેઠ, અમારી તકલીફ બચાવી છે, અમે આભારી થયા

**જાલ**—ભાઈ રૂસતમ, એ પૈસા ક્યાંથી આપશે?

**રૂસ્તમ**—આજે ત્રણ દિવશ થયા, હું મોટી દોલતનો વારસ થઈ ચુકયો છું હું મ્હારા કામ સર જતો હતો, અને એતેફાક ત્હારા ઘર આગળથી પસાર થતા, મેં કાઈ ઘોંઘાટ સાંભળ્યો, પછી શું બન્યું, તે મ્હારી ફરજમાં સમજી લે!

**જાલ**—મ્હારા જેવા ભુંડ વિચારના મુંર્ખ તરફ ત્હારી ફરજ!

**રૂસ્તમ**—જરથોસ્તીની ફરજ, પોતાના બેસ્તીઓને રાખવાની ફરજ! ધર્મની મોતેબરી જાળવવાની ફરજ! જરથોસ્તી કુન્કાનો આતષ ઝળતો રાખવાની ફરજ! બુલંદ ધરમને બચાવવાની ફરજ! જરથોસ્તી ધર્મમાં, ક્રોધનો બદલો દયાથી આપવો—તેમા મેં મ્હારી ધર્મ ગરજ સાચવી. જે મ્હારૂં છે ત્હારૂં છે, ત્હારા હાલના દોસ્તથી તું રૂખસદ લઈ, મ્હારે ત્યાં આવી રહે, મ્હારા ધંધામાં, તું જોડાઈ, ત્હારી બાકી જીંદગી પુરી કર. અને મઝદાના મહજબને દિપાવ!

**જાલ**—ધન્ય! વ્હાલા રૂસતમ! ધન્ય, જાબુલી રૂસ્તમ, જોર અને વીરમાં બળવાન થયો, આજનો પારસી જરથોસ્તી રૂસતમ, મયા દયા, અને ડહાપણથી ધર્મ ધીકાવી રહયો છે, ધન્ય!

**રૂસતમ**—મતલબી માલમાં જાન ગુમાવવો ફોકટ છે, જીવનની ફેરી સફળ કરવી હોય, તો, મનુષ્યની પરસ્પર સેવા, અને હેત માન સાચવવા!

**ભુંડી કદિ રાખશો ના!**

રાખો ગુમાની કાંય! કાંય! પળભરના જીવને કાં અભિમાન=કાંય
પાપે તણાવો કાંય? શા માટે કાજે હિણુ રૂપે થાય!
ત્યાં હાર ઘણી ખાય! ત્યાં હાર બની જાય!
સુંદર સ્થાનનો રસ્તો છોડી-કાં તજે શનમાન=કાંય
ફથા ગઈ જહેમત-છોડે સાથે અહુરની રહેમત
ત્યાં હાલ ગયો રે-ત્યાં કાળ થયો રે
શાંન્તિ ભુવન છોડના-શોધ અહુરનુ માન=કાંય



## બીજો ભાગ—યાને ધર્મ જય !

રસતાનો ખાવ-બાઇહાશ જેવો મકરસ્થ ઉદાસ દેખાતો બડબડતો જણાય છે.

**કલ્યાણ**—(મનથી) (આમતેમ હાથ ફેરવતો વમાસન કરતો) પૈસા ! પૈસા ! પૈસા ! એ મારે લેવા કેમ ? મોઢેની વાત થયેલી, સાચો માણસ સમજી મે ધીર્યા, અને આ શી મોહકાણ ? પારસીઓ કહિ ઐતચની થાય નહી, અને, આમ કેમ બની ગયું રે બાપ !

**કાદર**—( કોઇ બાજુમાં આવીને બોલતો જણાયચ ) કલ્યાણ ! કલ્યાણ !

**કલ્યાણ**—( મનમાં બડબડતો) મોહકાણ ! મોહકાણ હાયરે બાપ !

**કાદર**—(આગળ આવી ખભા પર હાથ મેલી ) કેમ કલ્યાણ ! છે શું ?

તુંને સાની મોહકાણ નડીય બાઇ ! કાંઇ સમજાવશે ? કેમ, કાંઇ સત્તામાં સોના સવાસો કર્યા તેના હરખમાં ઘેલો થયોચ કે કેમ ?

**કલ્યાણ**—સાચું કહ્યું, આજે દુન્યા સાચાની નથીજ બાઇ ચાદર !

**કાદર**—બાઇ દુન્યા સાચી નથી અને કાચી છે, એ શું આજે જાણ્યું ? પણ તેને સાચી બનાવવા પછી લોકના ડોલ ડાળ રહેશે કે !

**કલ્યાણ**—ના, બાઇ ચાદર, કાંઇ જવાબ આપી શકાતો નથી.

**કાદર**—કલ્યાણ ! એ આજે ત્હારૂં મસતક ક્યંક મુંઝા આવ્યો દેખાય છે ! ચાદર શેની ? મારૂં નામ તો કાદર મીયાં, અટલા કાદર છે, તું આજે ચાદર, ચાદર, સાનો બકેચ ?

**કલ્યાણ**—પૈસાની મોહકાણમાં, ચિત્ત કોઇ રહેતું નથી, હમણા જ્યાં ત્યાં ચાદરની વાત ચાલી રહીછે, તેજ મ્હારા મનમાં ભમે છે તેથી કાદર નામ બોલતાં ભુલ્યો.

**કાદર**—પણ છે શું, તે કાંઇ જણાવશે ?

**કલ્યાણ**—એ બળ્યું જણાવવાનું !

**કાદર**—પણ કાંઇ કહેશે ? અળી તો ઘરમાં છે ને !

**કલ્યાણ**—પેલા ભીખાજી શેઠને ઓળખે છે !

**કાદર**—કોણ ભીખાજી ! પેલા ભગત શેઠ ? હા, કેમ ! તે તો સારૂ માણસ છે.

**કલ્યાણ**—બાઇ ચાદર ! અરે નહિ કાદર ! તે સારૂ માણસ છે, એમ ના બોલ બાઇ, હતો એમ બોલ.

**કાદર**—એટલે ત્યારે, તેવન શું મરી ગયા ?

**કલ્યાણ**—અરે નહિ, તેવન મરી નથી ગયા, મ્હારા પૈસા તેમને આપેલા હતા, તે મરી ગયા.

**કાદર**—એટલે કલ્યાણ તું શું એમ કહેવા માગેછે, કે તેવન પચાવી બેઠા.

**કલ્યાણ**—હા બાઇ, હા આ આ આ—હાયરે મહારા પૈસા, પૈસા !—

કાદર— પણ એમ કદિ બનેજ નહી, તેવન ભગત જેવા ભગત છે. ના કલ્યાણ, ત્હારી કાંઇ ભુલ છે. જ્યારે હું તેમની પાસે જાઉં છું ત્યારે, કેવા ભણતા ગણતા દેખાય છે, કલ્યાણ ત્હારી કાંઇ ભુલજ થઇ ગઇ છે. આ સત્તા બજારના ચોટાંભાથી ત્હારો ધાંટબો ચીપતાતો જાશે છે. પારસી કોઇને ઠગી શકે ? મ્હારી વર્ષોની એમની સાથની આફતને કસી અભવલ આવી નથી, કામ નાની પણ ગુણ જાણી છે—ના, ના, ત્હારૂં માથું ગયું છે, સોના સાથ કીધા તેથી દેવાનાપણું લાગ્યું છે. આવો બંદગી કરનાર કદી એમ હોઇ શકે નહી.

કલ્યાણ—અરે ત્હારી બંદગી ! રહેવા દે ! એવા ધુતારાથી હું ઠગાઇ ગયો, તેની એવી બંદગીની રીતથી ઠગાઇ ગયો છું બાપ ! આ પારસાની જાતજ એવી !

કાદર—ત્યારે શું આવા ભકિત કરનાર, ડોળા આકાશ પર ટાંકનાર ભક્તોબી લોકના દીલમાંથી રક્ત કાઢી, બઝારના ઢોંગમાં ધમધમે છે ?

કલ્યાણ—જો સાંભળ ! મ્હારા પ્રેમી ચાદર ! અરે કાદર, કોઇ ભકતી કરી કેવા શંસ્થામાં પડયા છે, તે સાંભળ.

શીષ ચઢાવી આંખ્યો વીંચી થઇ એમાં શિ ભકિત ત્હારી.
લાલન પાળનમાં લપટાઇ-પેટ પસારી ખાઇ.
એકલપેટે મોજ મહાલે—છોને રડે છે બાઇ—એમાં શી.
"ધોળે કાળાં" "કાળે ધોળાં" જીંદગી સારી ધોઇ.
વાર વેળાએ જાત્રે યાત્રે કાશી જઇને રોઇ—એમાં શી.
ધુત્તાની ભરમે દિલના દુંઃખીઓ પામરનો વિચાર.
ઘંટી વાગી "જમડાજી" ની રામનામ લીધાં બે ચાર—એમાં શી.
માલ ધન જમાવી દઇ બેઠો તું મલકાઇ.
કોઠડીમાં કોઇ ધરસે સમજી ના જતો હરખાઇ—એમાં શી.
કીર્તિ કાધી તીર્થની તેં જંપીને માળા.
કિર્તન કામ ન લાગ્યાં—ચતુરાઇ કીધા ચાળા—એમાં શી.
દાન તણી ન વાન લાવે-હીમ્મતની નહિ આણ
રંક તણો તું દાશ થઇ-બરદાશમાં લક્ષ આણ.
એમા ટુક ભકિત ત્હારી—શીપ ચઢાવી—એમાં શી.

કાદર—ખરેજ બાઇ કલ્યાણ ત્હારૂં બોલવું રાસ્ત હશે, પણ હું તો બીખાજી ભકતને, જાતે એવી ચાલ ચલાવતા જોઇખાતરી કરીશ નહી ત્યાં સુધી બોલીશ નહી, એમ તો શક માટે હું પણ કાંઇ જાણું છું, પણ તેમ બીખાજી માટે કેમ કઇ માનું ? જો સાંભળ.

શકલ જો સાફ હય—સીરતકી ખબર કિસકો હય
દેખ ખુબી બહારકી—ભિતરકી આસ કિસકો હય=શકલ.
દેખશો વ્હોં આંસમાં—ખુબ રંગ ફયલા રહા
આતી હય ગહન કઇ—વખ્ત, ખબર કિસકો હય=શકલ.
નિકલે વાહ લફ્ઝોં—મુંખારસે કયાં શીરી
નિગાહે નાઝ હય—મગર દમકી ખબર કિસકો હય=શકલ.
અલીમ દસ્ત ઉઠા રહાં—અપની જીદ ઔર તૌરસે
આજ શાહી માન—મગર કલકી ખબર કિસકો હય=શકલ.
આફ્રીન નિમાંઝપે—જો ખુદકી કુછ ગાતા નહી
હસમ કહે વો સાદ હય—જહાં } અહુરા યાદ જીસકો હય
} અલ્લાહ યાદ જીસકો હય=શકલ.

**કલ્યાણ**—ઠીક ભાઇ ત્હારા શકની વાત સાંભલી, પણ શક, સાચ્ચો પડે તો પછે કેમ ?

**કાદર**—ચાલ, આપણે સાથે શેઠજીને ઘર જઇશું, તું મ્હારો જન્મનો દોસ્ત છે, જો કે, તું ભાજી તરકારી ખાઇ જીવે છે, અને હું મોશ સેરવાથી સંભાલ રાખું છુ. પણ ત્હારા કામમાં હું સાચી મદદ આપીશ.

**કલ્યાણ**—એ વાતમાં એવાં એઠાં બોલ, પ્રભુ ખાતર બોલમા ! મ્હારા પેટમાં અમરા થાયછે અમરા ! ભાઇ કાદર, ત્હારી બહુજ મહેરબાની, એક તો મ્હારા પૈસા મેળવવા મહનેજ ખુશાલી પડશે, અને તેમ નહી બન્યું તો, મ્હારી વાત ખોટી છે, કે ખરી એમ જાણવાનું પણ તને સાધણુ થશે.

**કાદર**—હા ભાઇ ચાલ ! ત્હારૂં સારૂં થશે, તેમાંજ મ્હારૂં પણ સારૂં, વળી તુંને પૈસા મળશે, અને તું જુઠો પડશે, તે જોઇ હું મજાહ લઇશ, કારણ ભાઇ કલ્યાણ ગુસ્સો ના કરતો,

**કલ્યાણ**—અરે વાંનીઆના દીકરાને ગુસ્સો કેવો ! બોલ ભાઇ પેટ ભરી બોલ !

**કાદર**—તમો લોકને, એકવાત સરાહગત કરી લંબાવતાં વાર લાગતી નથી કેટલી વાત વાતમાં દમ નહીં, ને ડુંગરી કોતરી ઉંદર કાઢવા જેવું તમે લોક કરી નાખો છો.

**કલ્યાણ**—હા ભાઇ એમ છે તો ખરૂં, એ તો જેનું બળે, તેનું જળે !

**કાદર**—હવે ચાલ જવા દે, આપણે આવતી કાલે, ભીખાજી બકતને ઘેર સહવારમાં જશું, એ વેળા શેઠ બંદગીમાંજ ઘણું ખરૂં હોય છે.

**કલ્યાણ**—ઠીક ભાઇ, જેમ તું કહે એમ કરીશ. (બન્ને જાયે છે.)

## સીન બીજો—ઓરડાનો દેખાવ.

ભીખાજી શેઠ, માથે રૂમાલ બાંધી ભણતા જણાય છે જંદગીમા મશગુલ બીજી બાજુમા કાદર, અને કલ્યાણ આવી, શેઠ ન જાણતા હોય, તેમ બાજુમાં ઉભા રહે છે

કાદર=(કલ્યાણને, ઇસારતથી, જો ભાઇ કેવો ભલો માણસ છે)

કલ્યાણ—(ઇસારતથી કાદરને ઠીક ! ઠીકના હાથનો સધીબાનો દાયે છે)

ભીખાજી—(ભણી ઉઠી નજર પડતાં)—ઓહો કાદરભાઇ, આજે કાઇ સવારમાં મારે ત્યાં—ઓહો કલ્યાણ તમે કેમ ! કાંઇ વાંદરા જેવું મોહું કરી કાં આવ્યોછ કાંઇ શેર બજારનો આંટો બાઝ્યો છે કે કેમ ?

કલ્યાણ—જી ના, તેવું કશું નથી, હું મ્હારો હીસાબ લાવ્યો છું—

ભીખાજી—અરે ત્હારૂં ભલું થાયરે કલ્યાણ, તું આટલા દિવસ થયા કાં સુવો હતો ! મેં કેટલા દિવસ થયા પૈસા અનામત કાઢી રાખ્યા ને ત્હારો તો પત્તો નહી મલે ! લાવ લાવ, ત્હારા આંકડા કાઢ ! ચાલ સહી કરી નાખ. ભલા આદમીને પૈસા ઉગરાવવાની કાલજીજ નહી મલે—ઉભા રહો, હું સહીનો ખડીઓ મંગાવું.

કલ્યાણ—ના શેઠ ! ના શેઠ ! મ્હારી પાસે સ્ટાઇલોગ્રાફીક પેન છે, હું સ્ટેમ્પપર મારી સહી કરૂં છું.

ભીખાજી—આવ આવ વેંક વેહલો, બેસો કાદર શેઠ, તમારૂં કામ હોય તો ફરમાવજોજી (કલ્યાણ સહી કરેચ)

કાદર—એ તો મ્હારા ભાઇ સાથ, તમો શેઠ આગળ અમસ્યો મુલાકાતે આવ્યો

કલ્યાણ—લેવો શેઠ આ સહી કરેલું બીલ (શેઠે બીલ લઇ, ઓરડા તરફ ચાલવા માંડયું.)

કાદર—કેમ કલ્યાણ ત્હારી ખાતરી થઇ !

કલ્યાણ—હા ભાઇ શેઠની વજણ, અને અલણમાં કાંઇ ઔર વાત થઇ ગઇ

કાદર—અરે મુર્ખા, એતો પારસીઓ એવાજ મોજીલા. એતો કેટલીવાર રમુજ કરેછે, પણ ખોટું નહી કરે. ઇરાન વંશના બચ્ચા છે. એ પારસીઓના આપબળથી તો આપણે પણ આગળ વધ્યા. હિંદના દાદાએ હિંદની દાદ કાંઇ કમી લીધી ? ફીરોજશા મહેતા, કાંઇ નાના જેવા નેતા ન હતા. હિંદના સીંહરાજ આપણી સામે નથી, પણ તેના વિના આજે હિદમાં, કેવા તડપડી ફડાફડ થઇ રહી છે ? છતાં આપણે, તેમને માટે કશું પણ કર્યું છે ?

કલ્યાણ—ખરે ભાઇ કાદર હું જીંદગીમાં આજે નવું શીખ્યો, એકાએક કોઇને માટે, શક, અને વસવસો રાખવો નહી. પણ શેઠજી ક્યાં છે ?

કાદર—અરે આવશે ! જરા ધીરો પર ! આવશે ! પૈસા ગણે કે નહી !

કલ્યાણ—અરે ભાઇ તેમ પણ હોય—(જરા રાહ જોઇ ધીરજ ખોઇ દીધી)
ભાઇ કાદર, વાર તો ઘણી થવા માંડી ! શેઠજી ક્યાં છે ?

કાદર—(સામે જોઇ)—જો, ભાઇ કલ્યાણ ! શેઠ આવતા જણાય છે

ભીખાજી—(બહાર આવી બન્ને જોઇ) કેમ શેઠયાઓ હજી ઉભા છો ?

કાદર—શેઠ પૈસા લેવા ખોટી છૈયે

ભીખાજી—કેમ કાદરભાઇ, તમેબી શેરડીવાલાનાભાઇ ગંડેરીવાલા થવા લાગ્યા કે!

કાદર—એટલે ! શેઠ હું કાઇ સમજતો નથી

ભીખાજી—પણ તમારૂં કાંઇ હવાં ચાલવાનું નથી ભાઈ ધુતારાજી ! મ્હને
બધું ખબર છે, તમારા જેવા ધુતારાઓનું હવાં ચાલવાનું નથી.

કાદર—તમને શું લુંટ્યા ! કેમ લુટયાં !

ભીખાજી—તો પૈસા લઇ કાગળમા સહી કરી આપ્યા, અને હજી શેખીમાં
આવ્યા છો, કે, પૈસા નથી મલ્યા ! ઠીક

કલ્યાણ—ઓ બાપા ! મ્હારા પૈસા ! હાય પૈસા !

ભીખાજી—એ વેન્યા, ત્હારો રડનપાટલો મ્હારે ઘેર નહી ચલાવતો, ચાલ
અહીંથી નિકલી ચાલ્યો જા, નહીતો, ઠીક પાંસરો કરાવીશ

કાદર—શેઠ, આ તમારી લાયકી કે !

ભીખાજી—અરે જ્યારે લાયકીવાલા ! જા ! મુંગા મુંગા ચાલ્યા જાવ

કાદર—તમારા ખાતરીવાલા શેઠની, ઓલાદને આ માન આપો છો કે !

ભીખાજી— છેક લાંબી વાત કરશો નહી !

કાદર—હમે લાંબી વાત કરવા માંગતા નથી, તમે સોગંદ પર કહો, કે પૈસા
અમુને આપ્યા.

ભીખાજી—સોગંદની વાત ક્યાં છે ! ખીજ પર સહી છે કે નહી તેજ માત્ર
જોઇ લે ? (શેઠ ગયા)

કલ્યાણ—કેમ કાદર શું થાશું ? એ તો ગયા, પાછલે રસ્તેથી પોબાર થશે,
• • જોઇ નગરી.

કાદર—હા ભાઇ જોઇ—હું પણ સાથે મુર્ખ બન્યો

કલ્યાણ—સાંભળ ભાઇ—દુખમાં પણ સંગીત એક સધીઆરો છે

નગરી નવાઇ જોવી હો—તો આંખ તહારી ખોળ !
છેડ નાનું પાડી જો ! તો માંહે પોળ પોળ !
સત સફાઇનાં સાંટા શોધે—સૌ તો બોલે બોલ."

ઠોકર ખાઇ દેખે ત્યારે વાત ગોલ ગોલ.—નગરી.
મરણ તકના સાથી કહીશું—આપે એવા કોલ.
તક મળી કે ફેંકી જશે—એવા સઉના ડોળ—નગરી.

આપવાની  તો દયાનત નહિ—પણ રોક જેવું તોળ.
છકકડ ખાઇ બેસીને તું હાથ તારા ચોલ—નગરી.
નમ્રતાનો મર્મ લાગે જાણે મીઠો ગોળ.
હળવે રહીને સાંભળી લે ! રે બેઇજતના ઢોલ—નગરી.
બાથે લઇને દીંબા તાણે—કહેશે મારા લોલ.
દુબળો ! હો ! કે કુબડો હો ! પણ પૈસે તાહારૂં મોલ—નગરી.

કાદર—ખચ્ચીત બાઇ, ત્હારો અનુભવ બહુજ ઓહોલો છે, પણ હરી ઉપર ભરૂશો રાખ ! ત્હારા કરમમાં જવાના હશે, તે ગયાં. (એમ કહી બન્ને ચાલ્યા)

ભીખાજી—(ભરાતો ભરાતો, ચીમાતો ચીમાતો આવતો જણાયે છે) હા, ગયા ! બીચારાઓ ઉલ્લુ બન્યા, ગયા ! મ્હને તો હાલમાં આઇતા મલી ગયા ! હા બંદગી ! બંદગી ! ત્હારી કરામત ન્યારી છે, બનાવવાની બારી છે

જરબાનું—(બહાર નિકલી) હુળ પડી એવી બંદગી પર ! એવી બંદગી આખેર બેજારી લાચારી આપનારી જાલી છે.

ભીખાજી—(કકડાવેલા ડોળે) કોણ જર ! હા હા હા હા ! દિકરી એ તો એ... દુન્યા ચાલે, એમ ઝાડ ઝુંડ કરીયે નહીતો ખટલો કેમ ચાલે !

જરબાનું—બસ બન કરો, તમારી બકબક ! હું બધું સમજી વળી છું

ભીખાજી—નાપાક દુકતી, તુંને જર કહેવાને બદલે, હું તુંને ખર કહું તો પણ બસ નથી.

જરબાનું—ભલે તમે, બાપ થઇ, મ્હને ખર ગણો, પણ સચ્ચાઇ મ્હારે સર છે, તેથી મ્હને બીક નથી, કારણ મ્હારો મદદગાર પાક પરવર છે

ભીખાજી—પણ કેહવા શું માંગે છે?

જરબાનું—પેલા ગરીબ કલ્યાણના પૈસા આપી દેવો ?

ભીખાજી—નાદાન છોકરી, પૈસા વગર, આવા લાડ કેમ કરતે !

જરબાનું—શાના લાડ ! આવા ખોટી રીતે મેલવેલા પૈસાના લાડ કરતા, મ્હારા હાડ ઘસડીને, સાદો રોટલો ખાતા શીખવતે, યા હું જાતે રળી ખાઇશ, તો મ્હને હાદાર હઝાર ગણી સુખી રાખશે

ભીખાજી—અને આવી પ્રીશીયારી ! એવી હુશીયારી વગર કેમ પાર પડે ?

જરબાનું—હુળ પડે એવી હુશીઆરી ! તમે કેવી રીતે પૈસા મેલવવા માંગોછો, તે હું જોઇ વળી, બસ મ્હારૂં ચાહવું છે કે, એ બાઇઓના પૈસા પાછા આવી દ્યો !

ભીખાજી—તે કદી નહી બને !

—એક સાચ્ચો જરથોસ્તી, એમા દોઝખની એબ ગણે

ભીખાજી—ગાંડી છોકરી! દોઝખ ને બહેસ્ત, એ ત્હારો ધખારો છે

જરબાનુ—ભલે, તે ધખારો છે, સારો છે, કે કારો છે, પણ શાન્તિનો ત્યાં ચારો છે.

ભીખાજી—આ બધી જ્ઞાની કયાંથી આવી?

જરબાનુ—મ્હારા માઝદીયસ્ની મ્હજબમાંથી!

ભીખાજી—ત્યારે હાલ સુધીમાં શું ધારતી હતી?

જરબાનુ—તમારા ઢોંગથી અંજાણી હતી, પીતાનો પ્યાર અને લાડ સાચી કમાઇના પૈસાથી માનતી હતી.

ભીખાજી—બસ કર! નાદાન છોકરી! ત્હારૂં કહેણુ હું કરીશ નહી

જરબાનુ—મ્હારૂં કહેણુ કરવા હું ફરમાવતી નથી, હું તો, તમારા જરથોસ્તી ઝેનનું લેન દેન તમારી પાસે ભરપે કરાવવા માંગું છું.

ભીખાજી—ભોલી! ભોલી! જરથોસ્તીઓનું ઝેન, પૈસા વગર કેમ ચેન લાવશે?

જરબાનુ—ઉપયોગી હાલ, ઉપયોગી ચાલ! તેજ ચેન, અને સુખ લાવશે

ભીખાજી—ચેન તો શું પણ કંગાળપતપણાની કાળી ચેન ઘરમાં આવશે

જરબાનુ—સાચ્ચી મનસનીમાં, કંગાલીયતની કાલી ચેન, તે છુપા લેબાસમાં બેરામનું બળ સમજીશ—સુરોષની સેવા અહુરની આશા સમજીશ, જીગરના સાચ્ચા ખુરસંદ આતષની પરસતીશ શમજીશ, જીંદગીનું જાગૃણુ સમજીશ, પણ આવી નજીશ કમાઇ પર સદા ધીટકારની કાટર ચલાવીશ.

ભીખાજી—ત્યારે ગરીબાઇ પસંદ છે?

જરબાનુ—ગરીબાઇ પસંદ તો શું, પણ આશીરવાદ સમજીશ, કારણ કે ગરીબાઇમાં મ્હારી પાસે, બાપ ભાઇ સગા સનેહી દોલત વન, નહી બી હોય, તો સાચ્ચી ગરીબાઇમાં પાક દાદાર અહુરાજ મ્હારા જીગરમાં ઉમંગની આશા આપતો રહેશે.

ભીખાજી—એ બધું શા આધાર પર રાખ્યું છે?

જરબાનુ—યેકીન! યેકીન પર!

ભીખાજી—કયાનું યકીન? કોણ પર યકીન?

જરબાનુ—મ્હારા સ્પીતામાં જરાથુસ્ત્રા પર યકીન! તેના પંદો પર યકીન, તેના સીધ્ધાંત પર યકીન!

ભીખાજી—ધન્ય છે! દિકરી! વ્હાલી જર ધન્ય છે! ત્હારી નેક મનસની તપાસવા, મ્હારી ત્હારી આંખે દેખાતી ઠગાઇ, તું મ્હને માફ કરશે?

જરબાનુ—શું ત્યારે, આ દગાઇ નહી તો મશ્કરી હતી? બોલો બાવાજી બોલો!

ભીખાજી—મ્હારા વ્હાલાં બચ્ચાં, વ્હાલી દિકરી જર! મ્હારી તપાસમાં તું સાચી નીવડી છે. હા, ત્હારી આંખે, આ ખુમરાણુ થયું છે, પણ મ્હારી પરીક્ષામાં તું પસાર થઇ નિકલી છે, કાદરભાઇ, અને, કલ્યાંણુ મ્હારા સ્નેહી થાય છે, પણ કલ્યાણુને આ વેળા મેં પાક

શીખાડયો છે તે ઉતારયો, પૈસા લીધા વગર જ્યાં ત્યાં · તેને પાક શીખાડયો છે તું ભરાઇ, બધું જોતી હતી, તે જાણતો હતો, અને મ્હારા કામો, તુંને ખોટાં લાગ્યાં, એમ નથી. તું એ, તે બાઇઓને, પછવાડેના હોલમાં રોકી રાખ્યા છે તેપણ હું જાણું છું, અને, તેઓને ક્યાં મોકલાવી, તું દિકરી સાચી હિમ્મત હું વખાણીશ.

**જરબાઇ**—બાવાજી! વ્હાલા બાવાજી! અરેરે, તમારી દેખતી એવી આજ ખરેખર માની હું કેવું કેવું બકી ગઇ! માફ કરશો!

**ભીખાજી**—એમા માફ નહી, પણ ત્હારા જરથોસ્ત તરફની લાગણીનું માપ મલ્યું, તે જોઇ હું ખુશી થયો. પાક અહુરા, સર્વે જરથોસ્તી બાપને ઘર ત્હારા જેવી ધર્મઆસ્થા પર સાચવત રાખતી દિકરી આપો! જા, જઇને તેઓને તેડી લાવ (જર જાયે છે.) હા! હા! ખોદા મ્હારા ચેરાગને સુખી રાખો.

અંત સમયના કામમાં—કરજે કામ અનેક
આ ભવે જો પાર રહે—અંત આવશે નેક
સંચી રાખો લાખ પણ—અંતે બનશે ખાક
સાચી સંસ્થા સાચવો—આખર બનશો પાક

**ભીખાજી**—(નઝર પડતા) આવો! ભાઇ કલ્યાણ આવો! આવો શેઠ કાદર-ભાઇ આવો. માફ કરજો ભાઇઓ, તમને તકલીફ થઇ. જરા હું તમારી સાથે મશ્કરીમાં રમ્યો તે દરગુજર કરશો!

**કલ્યાણ**—વાહ ભીખાજી શેઠ તમારી વાત સાંભલી હું તો બહુજ ચકીત છું. મ્હાગ ચાદરભાઇ, અરે નહિ, કાદરભાઇએ તમને સરટીફીકેટ આપી તેજ ખરી નિવડી. માહરા પૈસા મહને બહેનજીએ આપ્યા છે, તમારી કૃપા થઇ.

**કાદર**—કેમ કલ્યાણ કાકા? જોયા! શેરના બચ્ચા તે શેરજ હોઇ શકે! કૈખશરૂના ઇરાની વંશની ખાણ, કદિ જગતમાં ખોટું કરશેજ નહી, ધન્ય છે ભીખાજી શેઠ! ધન્ય છે, તમારી ચેરાગ દિકરીને!

**કલ્યાણ**—જય! જય!

**ભીખાજી**—આખર જય, તે ધર્મ જય! પ્રભુ જય, હરી જય, રાજપિતાની જય! અહુરાની જય.

મન સાચી સેવા નિત કરજે—ન જુઠ ચલન પર તું મરજે.
હસમત રહેશે હુરમત રહેશે
જગ સ્થળ સ્થળપર ખુશમન હુશમન તું ભરશે.=મન.
પરવરનો તું પ્યારો ઠરજે. વિરદાતામાં ન્યારો ઠરજે.
ચારો ધરજે હરખાઇ જ્યાં. ખાસ અગત જો હો ભાઇ.
ચારો ધરજે ભારો ભરજે અન્નદાતાનો પ્યારો ઠરજે —તું ભાઇ=મન.

*GOD SAVE THE KING*—**ખુદા રાજાને સલામત રાખો!**